# તણખલા

( સંવેદનાની શેરીઓમાં ગુંજન...)

ભાગ – ૩

સુલતાન સિંહ 'જીવન'

તણખલા (કાવ્યસંગ્રહ) ભાગ – ૩

લેખક – સુલતાન સિંહ 'જીવન'

મહેસાણા – ૩૮૪૦૦૨

ઈ-મેઈલ : raosultansingh@gmail.com

મોબાઈલ : +૯૧-૯૯૦૪૧૮૫૦૦૭

વેબપેજ : http://vichaarvrund.wordpress.com



Published On : July – 2016

Price – free

[ Online or PDF ]

Publisher :- Sultan Singh

Self Published

45/B, Bamosana nagar,

Mehsana – 384002

Online Published On :-

Sultan Singh 'Jivan'

Pratilipi Team

[ gujrati.pratilipi.com]

Book Disign Work :- Self

## -: અર્પણ :-

જેના માટે ક્યારેક સંવેદનની સૃષ્ટિમાં પગલા માંડ્યા હતા એ સંવેદનોની પ્રણેતા અને એના અહેસાસના દરેકે દરેક પળને...

જીવન ને...

# -: પ્રસ્તાવના :-

બધા પ્રકારના સાહિત્યના નિયમોનો સરવાળો કરતા કહું તો મારી પાસે આ પુસ્તક અંગે લખવા કોઈ પણ પ્રકારની પ્રસ્તાવના નથી. સામાન્ય રીતે લેખનની શરૂઆત કઈક લખવાથી થતી હોય છે. મુખ્યત્વે સાહિત્ય સર્જન માટેના કેટલાક પદ્ધતિસરના સલાહ સુચનો પણ હોય છે, અને દરેક સાહિત્યનો આધાર એના પર જ નિર્ધારિત થતો હોય છે. પણ કોઈ વ્યક્તિના જીવનમાં જ્યારે કઈક લખવાની શરૂઆત થાય ત્યારે એ સામાન્ય રીતે આ પદ્ધતિસરના પગથીયા ચડવામાં જોડાતો નથી પણ પગથીયા ચડવા માટેના પૂર્વાયોજન રૂપે કઈક ને કઈક સર્જન કર્યા કરે છે. સામાન્ય રીતે દરેક લખાયેલો શબ્દ સર્જન જ છે પણ જ્યારે એને અમુક નિર્ધારિત મૂલ્યો દ્વારા સજાવવામાં આવે ત્યારે તેની સુંદરતા ઓર વધુ ખીલી ઉઠે છે.

આ પુસ્તકમાં રહેલ દરેક રચના શુદ્ધ સાહિત્ય તરીકે છે કે નહિ એ કદાચ હું નથી જાણતો અને મારે એ નક્કી કરવું પણ નથી. હું કવિ છું કે લેખક એ મને નથી ખબર પણ હું એક વિદ્યાર્થી છું. મેં જ્યારથી પેપર વાંચ્યા ત્યારથી આવા કાવ્યો જ વાંચ્યા છે, જેમાં બંધન નથી પણ સંવેદન છે અને એમના આધારે મેં મારી સંવેદનાને શબ્દોમાં લખવાની કોશિશો પણ કરી છે. તેમ છતાં છંદ અલંકાર અને અમુક લયાત્મક તાલના બંધનો સિવાય લખાતા સાહિત્ય તરીકે મેં આ પદ્ય પ્રકારને તણખલા તરીકે સ્વીકાર્યું છે. અને એજ પ્રકારે મેં થોડું ગણું લખ્યું પણ છે. હું કવિ પણ નથી અને કદાચ હું કવિતા લખતો પણ નથી. હા સંવેદનાને જીવનના અનુભવોના આધારે જરૂર કાગળમાં ટાંકી લઉં છું અને એજ હું બીજા સમક્ષ (મારા બ્લોગમાં) પણ મૂકી દઉં છું.

તો આ બધી એ માહિતી છે જે કદાચ પુસ્તકના પ્રથમ પાને તમારે જાણી લેવું જોઈએ. આમાં કાવ્યો છે કે ખંડ કાવ્યો એ હું નથી જાણતો પણ, હા આમાં એક અનુભવેલી, વાંચેલી, જોયેલી અને સર્જનાત્મકતાથી રચેલી સંવેદનાની શેરીઓનું ગુંજન જરૂર છે. મારા દિલમાં ઉઠેલા તાલ છે, ક્યાંક ચિકાર અંધકાર તો ક્યાંક પ્રકાશ અપાર છે, ક્યાંક વેદના ક્યાંક ખુશી, જીવનના દરેક રંગે અનુભવેલું આ જીવન મેં એજ ઉપનામ 'જીવન' સાથે લખ્યું છે.

~ સુલતાન સિંહ 'જીવન'

# ~: અનુક્રમણિકા :~

# ૧૦૧. પ્રેમ આવોજ હોય છે...

પણ શું તું સાથ આપીશ ખરા...
મારે તો તારા પ્રેમની જરૂર છે...
તારા હાસ્યની... એક સ્પર્શની...
એક સ્મિતની... હાથમાં હાથની...
વાતોમાં વાતની...

હોઠોમાં રેલાતા ક્યાશની...
પ્રેમની મીઠાસની... અલ્લડ સાથની...
ખભા પર હાથની... થોડાક વિશ્વાસની...
બસ એક અજાણી મુલાકાતની...
નાની આમથી વાતની...
હું જાણું છું પ્રેમ આવોજ હોય છે...

હું એના વિષે લખી પણ ચુક્યો છું...
પણ શું એ પ્રેમ,
એ લાગણી... એ અરમાન...
એ સપના... એ ભાવનાઓ...

બધું બસ એમજ અનુભવાતું હશે....?
એમાં કઈ ખોટું છે.....?
શું પ્રેમ ખોટો હોઈ શકે....?
અને હોય તો
કોનો એનો કે મારો....?

~ સુલતાન સિંહ 'જીવન'
(પુનર્ગઠન – ૧૩ મેં, ૨૦૧૬)

# ૧૦૨. બધેય તુજ....

અચાનક હવાની લહેર આવી,
ને આંખો ઉઠી બેઠી,
અચાનક આમ,
પાંપણો ખુલી,
અને અમસ્થાજ,
કંઇક જાણે એમાં સમાયું,
સપનું કે સત્ય...

પૂછી બેઠી એય મને,
તું ભુલ્યો મને કે,
મેજ ભુલાવી દીધો,
સ્વરનું ખૂન થયું,
ને વેદનાની ચીસ નંખાઈ,
હુ જ ભુલ્યો કદાચ,
મન બોલી ઉઠ્યું...

દિલ ફડફડી ઉઠ્યું,
તને ભૂલી કેમ જીવાય,
આ ધડકે એય તું,
ને તડપે એય તું,
મારામાં કઈ છે,
જીવંત એય તુજ,
અને મૃત એય તું...

કટાર જાણે શબ્દો રૂપી,
દિલે ભોંકાઈને,
સ્વરની વાંચા ફૂટી,
આખો ઉઘડી ને,

વરસી પડી,
અમસ્થાજ આમ,
અચાનક...

કહ્યું તો ખરા,
તને મેં,
દરેક પળમાં,
અને બધેય બસ,
તુજ તો છે,
જીવંત પણ અને,
મૃત પણ... તુજ...

~ સુલતાન  સિંહ 'જીવન'
( પુનર્ગઠન- ૧૪ મેં, ૨૦૧૬)

# ૧૦૩. નંબર તારો...

નંબર મળ્યો,
ને,
દિલની વાત કરી બેઠો...

જાણે હૈયાની વેદના,
સામે,
એની સાક્ષાત કરી બેઠો...

એણે કહ્યું બસ,
હેલ્લો,
હું અંત સુધીની વાત કરી બેઠો...

કહેશે કંઇક એ પણ,
મને,
અથવા હું જ ઇકરાર કરી બેઠો...

તુજ કહી જો ને એકવાત,
પ્રેમ,
હતો કે ફક્ત વિશ્વાસ કરી બેઠો...

~ સુલતાન  સિંહ 'જીવન'
(૧૨:૨૧ , ૭ એપ્રિલ ૨૦૧૬)

# ૧૦૪. તને યાદ છે એ વાત...?

તને ખબર છે,
એ રાત... જયારે,
છેલ્લી ઘડિયે આપણે સાથે હતા,
તને યાદ છે એ વાત,
જે છેલ્લા દિવસે તે કહેલી,
મેં સાંભળેલી,
અને તે મનાવેલી,
તું મને ભૂલીશ તો નાઈ ને...?
એનો જવાબ તે મંગેલો,
એ દિવસે,
તને યાદ છે એ વાત...?

મેં કહેલું,
પાણી વગર વર્ષા કેમ,
વીજળી વગર ગર્જના કેમ,
રસ્તા વગર મંજિલ કેમ,
ફુલ વગરની સુગંધ કેમ,
અને... અને... સવાર વગરનો,
દિવસ પણ કેમ,
બસ એમજ મેં કહેલું,
તારા વગર હુંય કેમ,
રહી અને જીવી શકું,
મેં એટલું જ કહેલું એ દી,
તને યાદ છે એ વાત...?

મારે કહેવું છે આજ,
આ બધુંજ,
એ દરેકે દરેક વાત,

જે મારા હાથમાં હાથ મૂકીને,
કહેલું તે,
દરેક વાર,
મને ભૂલીશ તો નઈ ને?
આજે મારે કહેવું પડે છે,
એજ છેલ્લી વાતો,
જે તે કહેલી,
તને યાદ છે એ વાત...?

સાચે સાચું કહેજે,
તેને ભુલાવી દેવાની સંવેદના,
તેજ અનુભવેલી,
તેજ કહેલી,
અને તેમ છતાંય આજે,
એજ વાત હું ફરી કહીશ,
કે સાચેજ,
તને યાદ છે એ વાત...?

~ સુલતાન સિંહ 'જીવન'
(૯:૫૦ ,૧૩ મેં ૨૦૧૬)

# ૧૦૫. યાદ છે મને...

સાચે જ,
એ દિવસ,
એ રાત,
અને થયેલી વાત,
આજે પણ યાદ છે...

ટે કહેલું મને,
પ્રેમ એ,
શું છે?...
મને પણ કદાચ,
ખબર કયા હતી?...

ત્યારે,
જ્યારે,
પૂછ્યું હતું,
તે,
એટલે જ ચુપ રહ્યો,
જોયા કરી,
અમસ્થાજ,
ચકોરની જેમ,
એક પલક ઝપકાવીનેય,
ભૂલાઈ ગઈ...

બસ કદાચ,
ત્યારે જ,
અચાનક જ,
એ પળે ,
દિલમાં એક દ્રશ્ય,

એ ચહેરો,
તુજ હતી,
અને પ્રેમ પણ,
હા આજ તો પ્રેમ,
જવાબ તું હતી,
પ્રેમનો,
અહેસાસનો,
અને,
વિશ્વાસ નો પણ ...

પ્રેમ શું છે,
એ તુજ,
આજે પણ,
અને,
કાલે પણ,
આ પળ,
અને હર પળ...

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૧:૨૭, ૯ મેં ૨૦૧૬)

# ૧૦૬. સુની સડક...

ફફડાટ કરતા ડાળી-પાન,
સરસરાટ પસાર થતી,
લહેર પવનની,
ઉડી આવતો લોચો,
કચરો આમ આ,
ધુળની ડમરીઓમા,
ભરાઇને પછડાટ,
પામે જણે વીચાર,
ઉછળીને પટકાઇ જાય,
પાછા અને ફરી વાર,
ધમધમતી રહે,
આ સુની સડક......

વિચારો સાથે,
સુન્ન્તમા ફરી ખોવાય,
ને પેલો ચહેરો,
જાણે ફરીવાર,
ઉડતી યાદો સાથે,
અથડાય આમ આજે,
આવિને મને,
વિખેરાઇ જાય ફરી,
ભાવના ને લાગણીઓ,
ના આ સરસરતા વાયરા,
મુકસાક્ષી આજ જુએ,
આ સુની સડક......

દિલમા ફરીવાર આજે,
એ સાદ પડઘાય છે,

મળતા આપણે,
ફરતા અને હાથમા હાથ,
નાખીને કલાકો સુધી,
નિશબ્દ બનીને,
એક બીજાને રસ્તાની,
કિનારે જાણે,
ફુટપાથના ઓટલે બેસીને,
એ સરસરતી હવા સાથે,
વાતો અગણીત કરતા,
તાકી તાકીને જાણે,
જોયા કરતી આપણ બેઉને,
આ સુની સડક......

~ સુલતાન સિંહ 'જીવન'
(૯:૫૬, ૧૩ મેં ૨૦૧૬)

# ૧૦૭. માત્ર એક તું જ...

એ એક માત્ર,
એજ તો,
એવી વ્યક્તિ છે...

જેનો નંબર,
મારી પાસે છે,
પણ,
એના નામ સામે,
ફોટો અલગ,
અને,
નામ અવાસ્તવિક છે...

બસ,
એટલે જ કે,
એની પ્રાયવાસીની,
ચિંતા,
મને મારા,
શોખ કરતાંય વધુ,
વ્હાલી છે...

એટલે નઈ,
કે,
મને નડે,
ડર બસ,
એટલો જ કે મારી,
ભાવનાનો એ રેલો,

એની વાસ્તવિકતાને,

નકારાત્મક રીતે,
ક્યારેય પણ,
ના અડે....

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૦:૩૭, ૬ મેં ૨૦૧૬)

# ૧૦૮. તને ખબર છે...?

આજે પણ હું તને,
કેટલો ચાહું છું...

એટલો જ,
જેટલો કદાચ,
તું,
સમજી નાં શકે,
અને હું,
સમજાવી પણ નાં શકું...

એટલો જ,
જેનું કોઈ માપ,
ના હોય,
ના આંકડામાં,
કે,
ના આકારમાં...

~ સુલતાન સિંહ 'જીવન'
(૯:૨૩, ૨૯ એપ્રિલ ૨૦૧૬)

# ૧૦૯. હું ખુશ છું... અને તું...?

આજ અચાનક,
ફરી એ દિવસ યાદ આવ્યો,
તારી પાસે શું છે?
કહેલું,
મને આમ આવીને,
એણે,
હું ખુશ છું,
અને તું...?

અને મેં બસ,
સ્મિત વેર્યું,
જોઈ રહ્યો હતો હું,
એના શબ્દોનાં ભાવને,
સાચેજ એ ખુશ હતી,
મને પણ એજ,
જોઈતું હતું,
મેં કહ્યું,

તો કેમ આવા શબ્દો,
લખ્યા કરે છે,
વેદના ભર્યા,
શા માટે,
આ દર્દની નુમાઈશ,
અને મેં કહેલું,
કોણ કરે છે,
હું કે તું ?

એટલે જ કે લાગણીને,

વહાવી દુઃખી થયા કરું,
એવું કેમ ગમે,
તને હું વિચારતો,
એટલે જ મારા શબ્દોને,
હું કલમે કંડારતો રહ્યો,
તને ખુશ જોવા,
હસ્તી જોવા,

અને હું સફળ થયો,
છું જો એમાં,
તારી ખુશીઓ ને,
અકબંધ રાખવા જ,
જે મેં ઇચ્છેલુ,
એ આજે તેજ કહ્યું આવીને,
કે હું ખુશ છું,
અને તું...

~ સુલતાન સિંહ 'જીવન'
(૫:૧૦, ૧૬ મેં, ૨૦૧૬)

# ૧૧૦. રામ કોણ છે...?

એ દિવસે ખરેખરની,
આંખો ઉભરાઈ આવી હતી,
જે દી રાવણ દહન જોવા ગયેલો,
એ પ્રશ્નો, એ સવાલ,
એ તીખી નજરો
અને એની આંખોમાં,
ડોકાઈ રાહેલી વેદના...
આ ટોળામાં,
રામ જેવો મહાન,
કોણ છે...?

એના એ સવાલોમાં,
પ્રશ્નોમાં સચ્ચાઈ હતી,
કોઈ મને કહેશે,
કે અત્યારે અહીં,
રોષે ભરાયેલી,
સામે મંડાયેલી,
અને મને,
બાળવા માટે તૈયાર,
થયેલા આ ટોળામાં,
મર્યાદા પુરષોત્તમ રામ,
કોણ છે...?

જો નથી કળિયુગમાં,
રામ સાચેજ,
તો ક્યાં છે લક્ષ્મણ,
ક્યાં છે સુગ્રીવ,
ક્યાં છે એ બહુબલી અંગત,
રામપ્રેમી વિભીષણ,
ક્યાં છે એ વાનર સેના,
અથવા આ ટોળામાં,

રામભક્ત હનુમાન,
કોણ છે...?

નથી દેખાતું કોઈ માનવ,
અહીં દરેકના અંદર મને,
દાનવ દેખાય છે,
હું રાક્ષસ ખરો પણ,
અહીં મારાથી,
શું હુંય પાપીઓના હાથે,
અંત પામીશ,
આ ઉભેલા ટોળામાં,
જરા અમથોય પુણ્યશાળી,
પ્રભુ વિષ્ણુનો અવતાર,
કોણ છે...?

જો આજે પણ હુજ પાપી છું,
ધર્મે ક્ષેત્રે બ્રાહ્મણ,
શિવનો સાચો ભક્ત,
હોવા છતાંય આજ,
હું રામના હાથે ન,
મરીને આમ,
આ પાપીઓના હાથે,
મરીશ તો સવાલ છે,
દરેકને આ ટોળામાં,
કે મારા પર પ્રહાર એવોય,
આ કળિયુગમાં મહાન,
કોણ છે...?

~ સુલતાન સિંહ 'જીવન'
(૬:૪૭, ૧૬ મેં ૨૦૧૬)

# ૧૧૧. હશે ખરા...

ઘણી વાર મનનાં,
કોઈક અજ્ઞાત ખૂણે,
માખણની જેમ એ સવાલ,
ઉભરીને મનની સપાટીએ તરી આવે છે,
શું સાચેજ,
દિલમાં વહેતા એ પ્રવાહ ને,
તાળાના બંધનો વડે,
બંધ કરી શકાય,
રોકી શકાય ખરા...?

ક્યારેક લાગે છે,
અને ક્યારેક નઇ,
પણ,
એમાં કદાચ જ કંઇક સાચું હોય,
દિલના વહેણની દશા,
અને દિશાના સરનામાં ક્યાં મળ્યા છે,
અને કદાચ એ મળે,
તોય રોકાય એની ખાત્રી આપનાર,
કોઈ હશે ખરા...?

જવાબો નથી એના કદાચ અહીં,
જે મથતા રહે છે,
એ ધાતુના ટુકડાઓ ના ઉપયોગે,
સાગરના મોઝા કાબુ કરવા,
સળગતા ડાવનલને ફૂંકીને રોકવા,
હવાને મુઠ્ઠીમાં બંધ કરવા,
આત્માને બાંધવા,
ઈશ્વરને શોધવા,
પણ શું સાચેજ,
આ બધુંજ જે કહ્યું,
શક્ય બની શકે ખરા...?

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૨:૩૨, ૨૪ મેં ૨૦૧૬)

## ૧૧૨. યાદ રાખજે...

છેલ્લી વાર જ્યારે,
કહેલું કે હવે,
આપણે કદાચ જ ફરી મળીશું,
હું જતી રઈશ કે તું,
ભુલાઈ જશે આ વતોય,
કદાચ,
ભલેને શરૂઆત મારી હોય,
અંત એનો તારા જ હાથે,
તારાજ દ્વારા,
એનો અંત લખાશે,
યાદ રાખજે...

એની વાતો પડઘાતી રહી હતી,
કેટલાય પળો સુધી,
એ એમાજ મારી સામે રહી,
કહેતી હતી,
બસ કહ્યા કરતી હતી,
હું સાંભળ્યા કરતો હતો,
અને વિચારતો રહ્યો,
ભૂલવાની વાતો કોણ કરે છે,
એ કે હું, તું કે હું,
કે પછી માત્ર તુજ,
મેં કહેલું એને,
યાદ રાખજે....

આ દરેકે દરેક વાતો,
જે તે કહી છે,
ભૂલવાની અને ભુલાવાની,

શરૂઆત અને અંતની,
તારાથી થશે એની,
શરૂઆત કે મારાથી,
પણ આ દરેક શબ્દો અને,
આ દરેક વાત,
યાદ રાખજે....

~ સુલતાન  સિંહ 'જીવન'
(૧:૨૫, ૨૪ મેં ૨૦૧૬)

# ૧૧૩. મને ગમે છે..

શું એ આંખો આજેય એજ છે,
જેણે મને કહેલું,
તારું બોલવું અને,
તારું જોવું,
જોઈને શારમાવું અને,
ક્યારેક અમસ્થાજ રિસાઈ જવું,
મને ગમે છે...

શું એ આંખો અજેય એજ છે,
જેણે મને કહેલું,
કોશિશ તો કર એકવાર,
સમજવાની,
શોખ થોડે હોય તને સતાવવાનો,
પણ તું રિસાય છે ને ક્યારેક,
મને ગમે છે...

શું એ આંખો અજેય એજ છે,
જેણે મને કહેલું,
તારી ફરતી નજરોમાં,
ખોવાઈને મારા આ વિશાળ,
પટમાં વિસ્તરેલા આ અખૂટ,
સાગરમાં ડુબકીઓ લગાવવાનું,
મને ગમે છે...

~ સુલતાન સિંહ ‘જીવન’
(૧૧:૪૭, ૨૫ મેં ૨૦૧૬)

# ૧૧૪. વાંધો ક્યાં છે...?

વાંધો ક્યારેય એ વાતનો,
હતોજ ક્યાં...?
જે આપણી બે વચ્ચે થયેલી,
કદાચ,
વાંધા તો ઉપજ્યા હશે ત્યાં,
જ્યાં વિશ્વાશની અછત સર્જાઈ,
અને તારી મારી વચ્ચે,
આ દીવાર સર્જાઈ ગઈ,
મતભેદની...

વાંધો ક્યારેય એ વાતનો,
હતોજ ક્યાં...?
જેનો અંત પ્રેમની તલવારે,
કર્યો,
વાંધા તો ઉપજ્યા હશે ત્યાં,
જ્યાં સંબંધોની લાજ લૂંટાઈ,
શબ્દોની અછત સર્જાઈ,
અને કટાર ભોંકાઈ સંબંધોમાં,
અવિશ્વાશની...

વાંધો ક્યારેય એ વાતનો,
હતોજ ક્યાં...?

~ સુલતાન સિંહ 'જીવન'
(૮:૫૫, ૨૭ મેં ૨૦૧૬)

# ૧૧૫. હું તો પ્રેમમાં છું...

સાંભળને કાના એક વાત કે,
હું કેમ આજકાલ વહેમમાં છું...

તું કહે છે સત્ય એને અને હું,
હું તો સમજુ બસ પ્રેમમાં છું...

રાધા નથી મારી પાસે આજ,
કાલ ક્યારે એની આસમા છું...

નથી રૂકમણી કે સત્યભામાં,
છતાંય તારી આસપાસમાં છું...

સત્ય શું જીવનનું કોણ જાણે,
સમજાવીસ તું વિશ્વાસમાં છું...

તું કહે છે સત્ય એને અને હું,
હું તો સમજુ બસ પ્રેમમાં છું...

વિશ્વાસ હોય કે નઈ દુનિયામાં,
ફક્ત હું તારા ન આધારમાં છું...

તું મારી સાથે છે હરપળ જાણું,
માણી લેવાની જ ફિરાકમાં છું...

ભલે બધા કહે તું છે જ ક્યાં...?
મારા પાસે જ એ વિશ્વાસમાં છું...

તું કહે છે સત્ય એને અને હું,
હું તો સમજુ બસ પ્રેમમાં છું...

~ સુલતાન સિંહ ‘જીવન’
(૧૧:૨૦, ૨૭ મેં ૨૦૧૬)

# ૧૧૬. બસ જોયા કરું છું...

આમ સાવ અમસ્થાજ જ્યારે,
એકાંતની પળોમાં,
ખુલ્લા આકાશ તરફ,
માંડીને મીટ, વિચારું ને કંઈક,
ત્યારે ત્યાંથી નિતરતો તારા,
હાસ્યનો એ ધોધ બસ જોયા કરું છું,
જાણે વરસતો વરસાદ હોય,
અતિવૃષ્ટિમાં નાહતુ આભ,
અને જાણે ઉભરાતી આકાશગંગા,
ને બસ જોયા કરું છું...

ક્યારેક પણ જ્યારે તારા વિચારો,
વાદળોની જેમ ઘેરાઈ આવે છે,
જાણે ક્યારે વરસી પડે,
અને હું ભીંજાઈ જાઉં,
યાદોમાં, વિચારોમાં, અહેસાસ,
પ્રેમ, સપના અને તું,
કેટલા અદ્ભભૂત સપના છે,
જાણવાના ને માણવાના,
તારામાં જ જાણે ખોવાઈને પણ,
હું બસ જોયા કરું છું...

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૧.૧૭, ૨ જુન ૨૦૧૬)

# ૧૧૭. છેલ્લી વાત...

જતા જતા એણે પૂછ્યું,
કઈ કહેવું છે તારે,
છેલ્લી વખત,
મેં કહી દીધેલું,
ના,
નથી કહેવું મારે,
કંઇજ હવે,

કારણ,
કહેવા જેવું કઈ હોત,
તો એ જતી જ શા માટે,
અને સાંભળવા પણ જો,
માંગતી હોત,
તો જવાનું કહેજ કેમ...?

~ સુલતાન સિંહ 'જીવન'

# ૧૧૮. આવે છે…

ક્યારેક કોઈક ખૂણે,
મનમાં એ ઉન્માદ દોડી આવે છે,

પાંખો હોય તો ઉડી જાઉં,
એ બાળપણની યાદ દોડી આવે છે

દરિયા ભલે ના પર થાય,
નદીઓ પર કરવાના ખ્યાલ દોડી આવે છે…

ક્યારેક વિચારું એ પાણીએ પલળી,
આવતા વાયરા સાથે કે,
જીવનમાં આ ક્યાંથી અરમાન દોડી આવે છે…

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૨:૧૫, ૧૯ મેં ૨૦૧૬)

# ૧૧૯. ના પામ્યો કે ના શમ્યો...

આજે ફરી,
સાવ અચાનક જ કંઇક,
અંદર રણકી ઉઠયું,
એ તારી યાદોનો,
અવાજ અને પ્રેમ,
કદાચ અધુરો પણ હોય,
અને પૂરો પણ,
બસ ના પામ્યો કે ના શમ્યો...

વહેતો રહ્યો,
મારામાં અને કદાચ તારામાં પણ,
મુશ્કેલ તો હતું,
એજ કે પ્રેમ શું છે ?
આપવું કે ગુમાવવું ?
જો આપવું તોય મેં આપ્યું,
અને જો ગુમાવવું,
તોય તે મને એય કરાવ્યું,
છતાંય ના પામ્યો કે ના શમ્યો...

એક વાત કઉ,
ક્યારેક અચાનક,
વિચારો આવે છે,
અમસ્થાજ વિચારુ છું,
શું મેજ તને પ્રેમ કર્યો હતો,
કે ક્યારેક જરા અમથો તે પણ,
છોડ બધું, જેનો કોઈ,
અર્થ નથી જ હવે,
અજેય બધું એમાજ અંતે છે,

તેમ છતાંય હજુ,
હું નાં પામ્યો કે ના શમ્યો...

~ સુલતાન સિંહ 'જીવન'
(૯:૦૯, ૧૨ મેં ૨૦૧૬)

# ૧૨૦. બસ તું...

મારા દરેક શબ્દોમાં જેનો પડઘો પડે,
એજ તું...
એજ પ્રેમ...
એજ રાધા...

અને એમાજ કયાંક છુપાયેલો રહષ્યનો,
આ ગલગોટો,
બસ પ્રેમ...
અને,
એ પણ...
તું......

~ સુલતાન સિંહ 'જીવન'
(૨૧ જૂન, ૨૦૧૬)

# ૧૨૧. આ શું સાચેજ વરસાદ છે...?

આ શું સાચેજ વરસાદ છે...?
કે બસ અમથી પાણીની છાલક,
કોઈક છાંટીને,
છુપાઈ રહ્યું છે,
ક્યારેક વર્તાય,
ને બસ તરત છુપાય,
આ તે કેવી મશ્કરી,
જરાક અમથી છાંટ ને,
ડુબાવી દેવાની વાત,

આ શું સાચેજ વરસાદ છે...?
કે બસ અમસ્તુ જ,
કાળું ડિબાંગ દેખાય છે આભ,
નથી એ વરસતો,
કે નથી ગરજતો,
બસ વર્તાય, ભરાય,
અનુભવાય, આશ બંધાય અને,
અને, પાછો ક્યાંક,
વરસ્યા વગર જ ભાગી જાય છે...

આ શું સાચેજ વરસાદ છે...?
કે લાલચાવવાનો,
એક અંદાઝ,
પાણીની જેમજ વાદળો,
પેટમાં ભાગે છુપાવી ને વાત,
ના વરસે ત્યારે જ્યારે,
ક્યાંક તરસ છે,
અને ત્યાં જઇ પટકાય,
જ્યાં ક્યાં એની હવે તલપ છે...

આ શું સાચેજ વરસાદ છે...?

~ સુલતાન સિંહ 'જીવન'
(૬:૦૯, ૨૨ જૂન,૨૦૧૬)

# ૧૨૨. તને 'તું' કહું કે 'હું'

આજ અમસ્થા આવેલો વિચાર,
કાલની વાત પછી,
અને સંબંધોના નકાર પછી,
કોઈકે પૂછેલું કોણ છે એ,
એણે પણ ક્યારેક પુછેલો,
સવાલ આજે ફરી સામો,
આવી ઉભો છે,
'તું' કોણ તો હું, અને 'હું'
એનો જવાબ છે તારી પાસે...??

તું એટલે મારા દરેક શબ્દોમાં,
અદ્રશ્ય રઇ અનુભવતો ચહેરો,
તું એટલે એ શબ્દોની સંવેદના,
એનો આધાર,
એમાં વીંટળાયેલો અહેસાસ,
દરેક રચનામાં જીવાયેલી વ્યથા,
પ્રેમનો અલેખાયેલો ચિતાર,
ઉદભવતો દરેક વિચાર, અને 'હું'
એનો જવાબ છે તારી પાસે...??

તારી વ્યાખ્યાની શરૂઆત ક્યાંથી કરું,
તું એટલે પ્રેમ,
તું એટલે અંધકારમાં પ્રકાશ,
તું એટલે શબ્દોમાં ધબકતો ધબકાર,
તું એટલે નસમાં વહેતુ પાગલપન,
તું એટલે મારા લખવા પાછળનું કારણ,
તું એટલે દરેક રચનાનું તારણ,
તું એટલે મારા વિચાર, અને 'હું'

એનો જવાબ છે તારી પાસે...??

બસ બઉ થયું હવે તને સમજાવવું,
શબ્દો ખૂટી પડશે,
વાદળો વરસી પડશે,
વાર્તાઓ જીવાય જશે,
સંવેદના લૂંટાઈ જશે,
વેદના અને આનંદ એક થઇ જશે,
કદાચ છેલ્લી ઘડી સુધી લખિસ ને,
તોય નઈ ખૂટે 'તું', પણ 'હું'
એનો જવાબ છે તારી પાસે...??

~ સુલતાન સિંહ ‘જીવન’
(૧૦:૨૮, ૨૫ જૂન ૨૦૧૬)

# ૧૨૩. છુપાવવું છે, તારાથી કંઇક...

એવું નથી કે હું કઈ નથી જાણતો,
એવું પણ નથી કે,
બધું જ હું જાણતો હોઉં છું,
મેં જ્યારે પૂછેલું,
ત્યારે જે કહેલું,
અને પછી અન્યેથી સાંભળ્યું,
ફર્ક હોય છે,
કહેવાનો,
સમજાવવાનો અને,
કદાચ એમ જ છૂટી જવાનો,
ભલે મારી સાથે તું ના રહે,
જોડાયેલી,
જેની સાથે છે એ પણ,
કહેવાનો તો મને બધું જ,
તો શા માટે,
સહારો લીધા કર્યો તે,
એવી વાતોનો જેનું કદાચ,
વજૂદ કે અસ્તિત્વ પણ,
ક્યારેય ઉદ્દભવ્યું જ નથી,
હોઈ પણ ના શકે,
અને આઈ હોપ હોવું પણ ના જોઈએ,
પણ,
છેતરવાની કાલા તો કોઈ શીખે,
માત્ર તારાથી...
કોઈક ને,
માળા ભજતી તસ્વીર,
બતાવી દેવાથી,
ભક્ત નથી જ,

બની જવાયું કોઈના થી,
સત્ય તો એનાય ખુલે,
જેમણે અસત્યનો સહારો,
ક્યારેક લીધો હોય છે,
કંઈક છુપાવવા,
એવું જે હોય પણ,
એ વાસ્તવિક જાત,
છુપાવી લેવી હોય...

~ સુલતાન સિંહ 'જીવન'
(૧:૧૯, ૨૭ જૂન ૨૦૧૬)

# ૧૨૪. તો લખાય...

મનમાં જો કોઈકની છબી,
ચિતરાય ને તો લખાય,

સપનામાંય કોઈક નજર,
કરી ને જાય તો લખાય,

કોઈકને જોતા જ દિલમાં,
આનંદ વર્તાય તો લખાય,

એ ચહેરો વારંવાર દિલે,
પાછડાય તો લખાય,

તું કહે, હું સાથે જ છું એવો,
વિશ્વાસ થાય તો લખાય,

હું કહું, અને શબ્દો વગર,
તને સમજાય તો લખાય,

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૦:૩૩, ૨૭ જૂન ૨૦૧૬)

# ૧૨૫. કહીશ તને...

ક્યારેક પૂછીશ તો કહીશ તને,
મળીશ ક્યારેક તો કહીશ તને,

એકાંત ભલે ને હોય આજ અહીં,
રંગત રેલાય તોય કહીશ તને,

મૂંગા ભલે રહ્યા આજ સંબંધો,
બોલતા શિખીશ તો કહીશ તને,

જુદા ભલે ને રહ્યા આજ આપણે,
ભેગા મળીશું ને તો કહીશ તને,

નથી સમજાતી કેટલીક વાતો,
જયારે સમજાશે તો કહીશ તને,

ભલે ને લાખ અડચણો છે આજ,
એક અવસર મળે તો કહીશ તને...

~ સુલતાન સિંહ 'જીવન'
(૫:૪૬, 27 જુન ૨૦૧૬)

# ૧૨૬. અણસાર લાગે છે.

કેટલો નકામો જોને આ વિચાર લાગે છે,
પાગલપન હોવાનો અણસાર લાગે છે,

મળવું એટલું જ મુશ્કેલ છે, જાણે અનિશ્ચિત,
છતાં પ્રેમમાં હોવાના જ ભણકારા લાગે છે,

એટલી દૂર છે તું મારાથી, જાણે ચાંદ છે,
છતાં મળવાના જાણે અણસાર લાગે છે,

મળી પણ શકું કોઈક વાર બસ તને એટલું,
કોડ પુરાવાના જાણે હવે આસાર લાગે છે,

ક્યાં તું? ને ક્યાં હું? એક દી ને બીજી રાત,
તેમ છતાં આપણો સબંધ આકાશ લાગે છે,

ભલે હંમેશ રહે તું કોઈ અન્યની જ બની ને,
દરેક પળ મારી છે, આજે અણસાર લાગે છે,

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૨:૫૬, ૨૮ જૂન ૨૦૧૬)

# ૧૨૭. હું કેવો છું?...

કોઈ પૂછે જો મને તો શું આપું,
જવાબ કે હું માણસ કેવો છું...

મળે દિલથી ચાહનાર રાધા,
તો હું ગોકુળના કાન જેવો છું...

શબરી જેવું જો હોય કોઈ પ્રેમી,
તો હુંય પ્રભુ શ્રી રામ જેવો છું...

વ્યક્તિત્વ હોય જો રામ જેવું,
તો હું ભક્ત હનુમાન જેવો છું...

કયારેક હોઉં વળી સંત અને.
ક્યારેક તો શૈતાન જેવો છું...

ધર્મના નામે હોય ધુરંધર જો,
તો હું પણ ભગવાન જેવો છું...

ભલે નથી કોઈ સંતનત મારી,
છતાંય હું 'સુલતાન' જેવો છું...

~ સુલતાન સિંહ ‘જીવન’
(૧૨:૪૩, ૨૯ જૂન ૨૦૧૬)

# ૧૨૮. સાંભળને કાના

સાંભળને કાના એક વાત કઉ,
પ્રેમ છે તું કે રાધાની પ્રીત કઉ,

લહેરાતી હવા છે, આજ અહીં,
કે પછી પ્રેમની એ મીઠાસ કઉ,

સાદ સંભળાય છે, આજ અહીં,
શ્રદ્ધા છે એ કે મારો વિશ્વાસ કઉ,

આવીને રમ કળિયુગમાં રાસ,
પછી તારી લીલાની વાત કઉ,

ભુલાવી શકે રાધા દિલમાંથી,
તો જ તને પ્રેમથી અજ્ઞાત કઉ,.

મળી જો ક્યારેક આવી અહીં,
દિલની આ વાતો સાક્ષાત કઉ,

~ સુલતાન સિંહ 'જીવન'
(૮:૧૦, ૧ જુલાઈ ૨૦૧૬)

# ૧૨૯. કોઈ ધર્મ

ક્યાંક તો એવો કોઈ ધર્મ હશે જ ને...??

જેનો કોઈ પહેલાથી નક્કી કરાયેલો પંથ નહિ હોય,
જ્યાં જઈશ ત્યાં ઈશ્વર મળશે,
કોઈ પ્રત્યે ભેદ નઈ શીખવે,
પોતાના ચિલે ચાલવા મજબુર નઈ કરે,
ત્યાં ઈશ્વરના રૂપો નાઈ સ્વરૂપ સમજાવશે,
જ્યાં કોઈ દલાલ નઈ હોય માત્ર સાક્ષાત્કાર હશે,
જ્યાં ઈશ્વર, અલ્લા કે જિજસ નઈ  હોય પણ પરમાત્મા હશે,
જ્યાં મંદિર, મસ્જિદ કે ચર્ચ નહિ હોય,
પણ લોકોના દિલોમાં એ જીવતો હશે,
જ્યાં ધર્મની ઝંડીઓ નઈ હોય,
જ્યાં ભાગવા અને લીલા એમ રંગભેદ નઈ હોય,
જ્યાં બસ પ્રેમ હશે,
સત્ય હશે અને દરેક દિલોમાં એનો વાસ હશે,
જ્યાં ઈશ્વરની વ્યાખ્યાઓ નઈ હોય,
જ્યાં ધર્મ નઈ હોય,
જ્યાં કોઈ સાધુ કે સંત નઈ હોય,
જ્યાં ફકીર, ઓલિયા કે પાદરી નઈ હોય,
બસ એવોજ કોઈ ધર્મ...?

ક્યાંક તો એવો કોઈ ધર્મ હશે જ ને...??

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૦:૫૫, 2 જુલાઈ ૨૦૧૬)

# ૧૩૦. અપવાદ બનવા દો...

ફરી આજે સવાલ આવ્યો,
મને જરાય ન ગમતો સવાલ,
એ વિષય ,
અને એ વિષય એટલે ધર્મ,
ધર્મ, ધર્મ અને ધર્મ,
ક્યાં ધર્મની વાતો થતી રહે છે,
જેનાં રસ્તા અને ભગવાન હોય,
જયાં પથ્થર મહાન હોય,
અને જીવોમાં અભિમાન હોય,
અહિં, શુ કોઈ નાં બને એવું,
જે બધામાં અપવાદ હોય,
હોયને...? કહો હોય ને...?
હોય તો મને અપવાદ બનવા દો,
ના હોય તો,
ભલે વિવાદ બનવા દો...

અપવાદ બનવું ખરેખર અઘરૂં,
અને મુશ્કેલ પણ,
તો સાંભળ એ પૂછનાર,
તને મારો ધર્મ કહું,
એક તો મારો ભગવાન નથી,
છે એને વહેંચવા હુ તૈયાર નથી,
મંદિરમાં હુ હિન્દૂ છું,
મઝાર પર મુસલમાન,
ચર્ચમાં હુ ઈશાઇ,
ગુરુદ્વારામાં હુ સિંઘ,
અને જો તોય થાય ધર્મનો,
આ વિવાદ તો મને બસ,

ધર્મ વગરનો માણસ બનવા દો,

પેલા કહ્યુ અને આજેય કહીશ
મને માત્ર અહિં,
ધર્મના નામે અપવાદ બનવા દો...

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૧:૧૯, ૩ જુલાઇ ૨૦૧૬)

# ૧૩૧. અને સાથે તુ...

આંખોમાં ઘેરાયેલી છે ઉંઘ,
સપનામાં હુ, અને સાથે તુ,

દુનિયા છે જાણે વિષાદમાં,
આનંદમાં હુ, અને સાથે તુ,

ખોવાઇ જઈશ એક દિવસ,
પ્રેમમાંજ હુ, અને સાથે તુ,

વિચારોના સાગર છે અહિં,
ખેંચાઈશ હુ, અને સાથે તુ,

ધરતી પર ઢાળેલો ચોગાન,
પોઢિશ હુ ત્યાં, અને સાથે તુ,

રસ્તાય હવે નથી ઓળખાતા,
ચાલ્યો છું હુ, અને સાથે તુ...

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૨:૨૭, ૪ જુલાઈ ૨૦૧૬)

# ૧૩૨. વહી જાય છે.

ફર્ક શુ છે અહીં,
છંદાશ અને અછંદાસમાં,
શબ્દોની ગોઠવણ,
અને એનાં લયનો જ ને?
લાગણીઓ લખાય છે,
કે ગવાય છે,
પણ મુળ,
તો વાત ત્યાંજ ને,
કે લાગણી બસ એમજ,
શબ્દોમાં વહી જાય છે...

ફર્ક શુ છે તારી આ યાદનો,
એક વગર તડપાય છે,
અને બીજા વગર,
દિલમાં કંઇક અનુભવાય છે,
બસ રચના નો પ્રકાર કદાચ,
અહિં નથી સમજતો,
બાકી દરેક શબ્દોમાં,
યાદો માત્ર અને માત્ર તો,
તારી જ વહી જાય છે...

~ સુલતાન સિંહ 'જીવન'
(૮:૪૫, ૩ જુલાઈ ૨૦૧૬)

# ૧૩૩. સમજશે કોણ...?

ભીંજાવાની મઝા છોડી આ વર્ષામાં,
એની વેદનાના આંસુ સમજશે કોણ?

અહિં ખાલી થવાની રાહ જોતાં લોકો,
ભૂલેલા વાદળોને રસ્તો દેખાડે કોણ?

વરસતી વીજળી ને ડરતા આ લોકો,
શા માટે ગરજે, સવાલ ઉઠાવશે કોણ?

વહી જતા અહિં આમ રસ્તે રસ્તે નીર,
વેડફાઈ જતા પાણીને બચાવશે કોણ?

મઝા છે નાહવાની વરસતા વરસાદે,
કોરા આ હૈયાને હવે ભીંજવશે કોણ?

~ સુલતાન સિંહ 'જીવન'
(૩:૩૭, ૪ જુલાઈ ૨૦૧૬)

# ૧૩૪. કંઇક બની જાઉ...

ક્યાં સુધી આમ રહ્યા કરીશ ઘરમાં જ,
લાવને ક્યારેક તો મહેમાન બની જાઉં,

આ દુનિયા ભલે રહી દૂર મારાથી આજ,
લાવને દરેક દિલે અહેસાસ બની જાઉં,

સવાર સારી, બપોર કપરી ને રાત,
આજ તો ચાંદની એ ઠંડી સાંજ બની જાઉં,

મહોરી ઉઠે છે જો પુષ્પો પણ વર્ષા ઋતુએ,
ક્યારેક વિચારું છું, કે વરસાદ બની જાઉં,

જીવન છે કપરું, નફરત અહીં દુનિયામાં,
લાવ આજ પ્રેમનો સંદેશ વાહક બની જાઉં,

ભલે તું ના જ પડ્યા કરે હર પળ મને,
છતાં જાણે તારા હોઠે મુસ્કાન બની જાઉં,

~ સુલતાન સિંહ 'જીવન'
(૧૧:૦૫, ૨૯ જૂન ૨૦૧૬)

# ૧૩૫. મારી પણ નથી.

નથી લાગતું કંઇક એવું હવે તનેય,
ભુલ તારી નહીં, તો મારી પણ નથી,

ભુલાઈ ગઇ છે ને એ મુલાકાતો હવે,
રીત તારી નહીં, તો મારી પણ નથી,

સુકાઈ જઈશ તુ આમ વહેતા પ્રવાહે,
વાત તારી નહીં, તો મારી પણ નથી,

શોધ્યા જ કરૂ છું એ તારા સાથેની પળ,
હવે એ તારી નહીં, તો મારી પણ નથી,

આવીશ ને તુ ક્યારેક તો ફરીને પાછી,
ચિંતા તારી નહીં, મને મારી પણ નથી...

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૫૬ રાત્રે, ૫ જુલાઈ ૨૦૧૬)

# ૧૩૬. હું...

ભુલ ભલે તારી,
તોય ગુનેગાર હું,

શબ્દ ભલે તારા,
જવાબદાર છું હું,

પ્રેમ હવે નથી,
ભૂલાવનાર છું હું,

હકારમાં પણ તુ,
નકારમાં છું હું,

ચાહે છે મને તુ,
ધુતકારનાર હું,

આ બધુ તુ કહે,
ને સાંભળનાર હું...

~ સુલતાન સિંહ ‘જીવન’
(૧૧:૩૪, ૬ જુલાઈ ૨૦૧૬)

# ૧૩૭. પ્રેમ તું છે...

એણે જ આવીને પૂછ્યુ કે પ્રેમ શુ છે,
જે સામે છે, સાચે કઉ પ્રેમ તો તુ છે,

વિશ્વાસ નથી આવતો ને મારા પર,
ક્યાંથી આવે, મારો વિશ્વાસ જ તુ છે,

ભુલાઈ જઈશ ક્યારેક તારી યાદોમાં,
કેમ રાખું યાદ, મારો અહેસાસ તુ છે,

વિચારીશ મોતને છેલ્લી ક્ષણે પણ,
એતો આવશેજ, મારો શ્વાસ તો તું છે,

ભલે ન મળે મને ભગવાન ક્યારેય,
ચાલશે, કારણ શ્રદ્ધાનો આધાર તું છે,

ભલે રહ્યાં જોજનો દુર આજ આપણે,
જીવીશ હુ જીવન, અને શરૂઆત તું છે...

~ સુલતાન સિંહ ‘જીવન’
(૩;૨૬, ૮ જુલાઈ ૨૦૧૬)

# ૧૩૮. બીજું જ કંઇક...

બોલવું છે કંઇક, અને બોલાય કંઇક,
લખવું બીજુ છે ને લખાય જાય કંઇક,

ભૂલવું તો છે બસ હવે પ્રેમ કરવાનું,
કોણ જાણે ભુલાય છે જીવન નું કંઇક,

મૃગજળ પાછળ નથી ભાગવું હવે,
છે કશુંક બીજુજ, દેખાય બીજુ જ કંઇક,

પડછાયા સાથે માથા પછાડ્યા મેં,
એ છે વાસ્તવિકતામાં ને દેખાય કંઇક,

વરસતી નથી એ વર્ષાની જેમ પણ,
પાણી જેવી હશે કે પછી બિજુજ કંઇક,

ભીંજાયા કરૂ એ ઝાકળનાં પાણીએ,
પણ એ પ્રેમતો નથી બીજુ જ છે કંઇક...

© સુલતાન સિંહ 'જીવન'
( ૨:૧૦ બપોરે, ૯ જુલાઈ ૨૦૧૬ )

# ૧૩૯. હવે જલ્દી કર...

એય હાલ ને હવે,
અંધારું થયુ છે, પછી નઈ મળાય,
મૂક ને આ ભણવાનું હવે,
આવ ને જલ્દી કર...

શુ કરીશ હુ આવીને ત્યાં,
જરા સમજાવ મને કહે તો,
આઈ મોટી કહેવા વાળી,
ને કહે છે જલ્દી કર...

વાતો, યાદો અને કરીશું પ્રેમ,
આવને યાર કેમ ભાવ ખાય છે,
એક હોઠે ભીનું મુકી ચુંબન જજે,
બસ હવે તો જલ્દી કર...

નહી કહું તને કે રોકાઈ જા હવે,
કસમ થિ તારી દરેક વાત માનીશ,
એક આલિંગન તો આપ હવે આવી,
ચાલને હવે જલ્દી કર...

નથી આવવું જા મારે કામ છે,
હુ કહેતો અને સમજતી એ,
કહેતી પ્રેમ કરે છે મને તો આવ,
હવે તુ જલ્દી કર...

ભૂલ્યૂ એ ધાબુ અને આભ પણ,
જે હતુ સાક્ષી આ વાતોનું,
હુ ભાવ ખાતો રહેતો અને એ કહેતી,
બઉ ડાહ્યો હવે જલ્દી કર...

~ સુલતાન સિંહ 'જીવન'
(૩:૦૮, ૧૦ જુલાઈ ૨૦૧૬)

# ૧૪૦. કૃષ્ણની વાત...

કેટલી વિચિત્ર જ આ કહાની હોત,
સૃષ્ટિમાં કૃષ્ણની જો વાત ના હોત,

વૃંદાવન તો હોટ કદાચ ત્યારેય,
પણ કૃષ્ણ વગરની રાધા ન હોત,

મથુરામાં પાપ ભલે વકરતૂ રહે,
કંસનો ક્યારેય વીનાશ ના હોત,

રુક્મિણ દેશ અને ભલે રૂકમણી,
પણ કૃષ્ણ આર્ય સંજોગ ના હોત,

લૂંટાઈ ગઈ હોત લાજ દ્રૌપદીની,
જો કૃષ્ણના ત્યારે હાથ ના હોત,

ધર્મ ની ભલે ગાથાઓ ગવાય,
પાપનો કૂરૂક્ષેત્રે નાશ ના હોત,

વિભાવનાઓ હોય ભલે સત્યની,
ગીતા સમી આ જ્યોત ના હોત,

~ સુલતાન સિંહ "જીવન'
( ૯:૧૧ રાત્રે, ૧૪ જુલાઈ, ૨૦૧૬ )

# ૧૪૧. આકૃતિ શ્યામની...

કલમ ચાલી રહી છે,
અને વિચારોના વહેણ પણ,
કઈક મનમાં છે અને,
કઈક નયનમાં ફર્યા કરે છે,
દિલનો ઉછળાટ છે અને,
સપનાઓની વહેતી નહેર,
એક તરફ પ્રેમ છે,
તો બીજી તરફ એક મુંજવણ,
જવાબ શું આપું શ્યામને,
આકૃતિઓ હજુય અસ્પષ્ટ છે,
માની જાઉ એ દિલનો અવાઝ,
ઠુકરાવવાનો વિચાર સમાજ,
પ્રીતના નીર કેમ વહેશે,
દિશાઓ નક્કી થશે કે દશા,
તું તો સમજીશ ને શ્યામ,
આ પ્રેમ એક જ નથી સમજતો,
તુજ મારી આકૃતિમાં છે,
પ્રેમતો નામ નથી પામી લેવાનું,
બસ દિલમાં વહેતો તો તુજ છે...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૧૪૨. હું મિસ કરીશ...

એ અમદાવાદની ઢળતી સાંજનો નજારો,
એ રિવરફ્રન્ટનો કિનારો,
એ પાણીની ઉપરથી લહેરાતો પવન,
એ દોસ્તો સાથેની રંગત,
અને બુકફેરની ઝગમગાહટ,
હું મિસ કરીશ.....

દરેક સમયે,
અને દરેક પળે,
નવા લોકો સાથેની વાતચીત,
સાહિત્યના કિનારે બેસી,
બુકફેરના સરતા વહેણની,
ઊડતી એ છાલક,
હું મિસ કરીશ.....

એ ઢગલાબંધ પુસ્તકોની હારમાં,
મારેલી લટારો,
ખરીદી કરતાંય વધુ,
જાણેલું ને માણેલું,
એ આખુંય નવું જ,
કંઇક લઇ આવતું વહેણ,
હું મિસ કરીશ.....

એ મુકામે મળેલા દોસ્તો,
એ 84 નંબરનો સ્ટોલ,
નવા લોકોનો સાથ,
કેટલીયે વાતોની આપ-લે,
કેટલાક ડીસકશન,

સજેસનસ,
હાસ્ય ને અવિરત વાતો,
હું મિસ કરીશ.....

એ ઓથર્સ કોર્નરની વાતો,
સ્પીચના શબ્દો,
એ સામી મંડાયેલી નજરો,
એક લ્હાવો, ને આંનદ,
કેટલાક મંતવ્યો,
કેટલાક સમણાના શબ્દો,
એ ફોરમથી લથબથ બુકે,
હું મિસ કરીશ.....

પ્રથમ મુલાકાતો,
સમણા સમી એ શેરીઓ,
કેટલા નવા મિત્રો,
વડીલો અને દોસ્તો,
એ મોજ ને મસ્તી,
એ મુશાયરા ની મૌસમ,
બધીજ વીતેલી વાતો,
હું મિસ કરીશ.....

ભલે એ વીત્યો સમય,
કદાચ ફરી આવસે,
એવીજ આશાઓ,
એકાંતે બેસીને,
કંઇક વિચારતા,
કંઇક લખતા,
અને કંઇક શોધતા,
હું મિસ કરીશ.....

આ બધુંજ હું મિસ કરીશ,
ખરેખર આ બધુંજ,
હું મિસ કરીશ....

~ સુલતાન સિંહ 'જીવન'
(પુનર્ગઠન- ૧૪ મેં, ૨૦૧૬)
(અમદાવાદ બુક - ૨૦૧૬ ફેરની યાદોના આધારે...)

# ૧૪૩. નાસ્તિકતા...

આપણે ખોટા હોઈ શકીયે,
પણ... આખો સાંસાર,
મને બધા નાસ્તિક કહે છે,
હા હું નાસ્તિક છું,
ગીતામાં માનનારો,
મારા જેવો બીજો,
નાસ્તિક હોઈ પણ કોણ શકે...?
સાચેજ કોઈ જ ના હોય,
જે કૃષ્ણમય,
તો છે પણ,
એના રૂપને નથી માનતો...
અરે માનવામાં તો,
હું કશુંય નથી માનતો...

ના જીવન... ના મૃત્યુ...
બાસ એકજ સત્ય છે,
પૂર્ણતા... અને પ્રેમ...
અધુરપ ક્યારેય સત્ય ન હોય,
હું જાણું છું... એ તેઝ...
એ સ્વરૂપ... જે પૂર્ણ છે...
હું એને ઓળખું છું,
દિવ્ય... ભવ્ય... અને સત્ય...

કદાચ હા,
એટલે જ હું નાસ્તિક છું...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૧૪૪. ખોલી ખડકી...

ખોલી ખડકીને બહારની આ દુનિયામાં...
રેલાતા રંગોમાં રંગાઈ જવું છે....

ખોલી ખડકી આ ઘરની આજે મારે...
દુનિયાની ભીડમાં ખોવાઈજ જવું છે...

ખોલી ખડકી મારા દિલના દરવાજાની...
પ્રેમ ભરેલી દુનિયામાં કુદી પડવું છે...

ખોલી ખડકી મારા મનના દરવાજાની...
ઉઠતા વિકારોથી હવે રિસાઈ જવું છે...

કુદીને આ વિખેરાયેલી રેત સમી સૃષ્ટિને...
અલોટીને રેતમાં આજે જીવી જવું છે...

ખોલી ખડકી આજ દુનિયાની આ નાઝારોમાં...
પ્રેમનો વહેતો પવન બની સમાઈજ જવું છે...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૧૪૫. પ્રકૃતિ...

દુખ થાય છે આમ જયારે પણ,
વૃક્ષની તૂટેલી ડાળ જોઉં છું...

આંધળી બનેલી આજની દુનિયામાં,
સ્વાર્થની આવી ભરમાર જોઉં છું...

પ્રકૃતીનાજ આશીર્વાદના સહારે જીવેલા,
વ્યક્તિમાં જન્મેલા શૈતાન જોઉં છું..

કેમ કરતા હશે નાશ એનો આમ,
બેજાન પ્રકૃતિના ઉઠતા સવાલ જોઉં છું...

ઉઠતા એના નિકંદન માટેના હાથોમાં,
દશાનાનની ઉભરતી છાપ જોઉં છું...

માં ગણી ઉછેર્યા જે પ્રકૃતિએ સૌને,
એનાજ અપમાને ઉઠતા હાથ જોઉં છું...

દ્રોપદી કરતાય અપમાનિત પ્રકૃતિના,
વહેતા આશુની વેદનાઓ જોઉં છું...

ધન્ય છે આ યુગના શૈતાનોને પણ,
મન હણાતા જાણે આજ પ્રાણ જોઉં છું...

~ સુલતાન સિંહ " જીવન "
( પ્રકૃતિ બચાવના અભિયાનમાં અર્પણ....)

# ૧૪૬. સરહદ અમારી છે...

ભલેને તુફાને ચડેલો સામે સાગર હોય,
મઝધારે ઉભેલી નાવ અમારી છે....

તાંતણે બંધાયેલા ભલે અમે સબંધોમાં,
સીમા અને સરહદની લાજ અમારી છે....

કહેવાય છે જાગીર જે આજ લખપતીઓની,
પણ, દેશની લુંટાતી લાજ અમારી છે....

રાહ જોતી પનિહારી ગામના પનઘટ પર,
અધુરી પણ દિલની પ્રીત અમારી છે....

ભીની સુગંધ અને સ્વતંત્રતા તમારી,
આ લોઈથી સિંચાતી માટી અમારી છે....

સપનાતો અજેય છે આભ આંબવાના,
દેશ પ્રત્યેની આજ આ ફરજ અમારી છે...

ભલેને દુનિયા ચાંદની સપાટીએ હોય,
ચાંદથીયે પ્યારી સરહદ દેશની અમારી છે...

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૧૪૭. મારા પપ્પા....

ભલે ને કઇ ના કહેતાં એ,
ખુશી નો સાગર ભરતા એ...

દુખ હોય કે ભલે સુખ મને,
હર પળ સાથ આપતા એ...

ભુલ હોય મારી કે ગુનો પણ,
શાંતિથી બધુ સમજાવતા એ...

મમ્મી ભલેને પ્રેમ ડોલે છાંટે,
સાગર બનીને  ડુબાડતા એ...

વીત્યા છે કેટલાય પળ ગુસ્સામાં,
હરપળ આજેય યાદ આવતા એ...

ભલેને કોઇ સમજાવે ના મને,
દરેક પળ રસ્તો દેખાડતા એ...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૧૪૮. મને લેવાને...

એક વાર માત્ર વિચાર આવે,
કદાચ તારીખો અને,
મનીઓર્ડર સમયાંતરે,
કેમ પણ નથી આવતો,
દીકરા તુજ અહી,
મને લેવાને...

ધ્રુજી ઉઠે છે રૂદિયુંને આ,
વૃદ્ધાશ્રમની દીવાલો,
શા માટે ? ભુલાઈ ?
માની યાદો બેટા,
ક્યારેક તો આવીશ ને તું,
મને લેવાને...

લગ્ન પછી તું કેમ આમ,
અચાનક બદલાયો,
તારાજ પરિણામે હું,
માં તરીકે ઓળખાઈને ?
તોય કેમ ના આવ્યો તું,
મને લેવાને...

નવ મહિના અને બાકીના,
સત્તર વર્ષો ભલેને,
ભુલાઈ ગયા તારાથી,
બસ યાદ કરજે આજ,
લખને ક્યારે આવીશ તું ?
મને લેવાને...

કોઈ ખૂણે પડી રહીશ હું,
દીકરા તારા ઘરમાં,
ભલે હેત ભૂલાય મારા,
તારા મનથી પણ,
યાદ કરીનેય આવજે  આજ,
મને લેવાને...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૧૪૯. સુલતાન થીમ રીવાઈસડ....

જીવનની શું વાત કરીએ,
મોત મુઠ્ઠીમાં રાખું છું.....

બંધાઈના જાઉં જીવનચક્રમાં,
એટલે મન આઝાદ રાખું છું.....

ડરતો નથી કોઈથી જીવનમાં,
પથ્થરસમું મન મક્કમ રાખું છું.....

દુનિયાના જોરે દબાતો નથી,
માં-બાપનું બસ માં રાખું છું.....

દિલથી આપનાવનાર પાસેજ,
હું દોસ્તીનો સબંધ માંગું છું.....

રાજસ્થાની અને ગુજરાતમાં રહી,
ગુજરાતીને પણ માન આપું છું.....

હારના દબાવે કે મોતના ડરે,
દિલનો ઢોળાવ લોખંડી રાખું છું.....

મહત્વ દોસ્તીનું પ્રેમથી વધુ,
એટલેજ દોસ્તો અપાર રાખું છું.....

દોસ્તો માટે પ્રેમનો દરીઓ અને,
દુશ્મન માટે ક્ષમાદાન રાખું છું.....

“સુલતાન” નામ અને “જીવન” ઉપનામ,
સિંહ જેવી હિમ્મત અને જ્ઞાન રાખું છું....

# ૧૫૦. સંભાળ્યા કરતો હતો.

સાંભળ ને એક વાત કે,
એક રસ્તો આપ મને,
આવવાનો,
તારા જીવનમાં,
તારી હયાતીમાં,
તારી સંમતિમાં,
તારી દુનિયામાં,
એ બોલી રહી હતી અને,
હું બસ સાંભળ્યા કરતો હતો...

સમજાય એવું બોલને...?
મે છેવટે પુછ્યું,
ક્યાં સુધી વણ વિચાર્યું બોલીશ,
ફરી કહ્યુ એણે,
રસ્તો બતાવ તારા સાથે,
તારી રાહે ચાલવાનો,
તારા સપને જીવવાનો,
એ બોલી રહી હતી અને,
હું બસ સાંભળ્યા કરતો હતો...

એટલે...? મતલબ શુ એનો,
મે પૂછ્યું,
આજની ભાષામાં કહું તો gf,
એણે કહ્યુ, એક અનેરા ભાવે,
મારે તારી gf બનવું છે,
કેમ? ક્યારથી? કેવી રીતે?
નાં પૂછતો બસ એજ કહીશ હુ,
એ બોલી રહી હતી અને,

હું બસ સાંભળ્યા કરતો હતો...

મારી શરતોને આધીન રહી શકીશ?
મે અમસ્થાજ પુછ્યું,
તુ જેમ કહીશ એમ હું રહીશ,
તુ કરી શકીશ...? મે કહ્યુ,
તુ જ્યાં સુધી રહીશ ખુશ રહીશ,
જ્યારે ચુકિશ જતી રહીશ,
સમજાયું નઈ મને કાઈ પણ,
એ બોલી રહી હતી અને,
હું બસ સાંભળ્યા કરતો હતો...

તુ ખુશ રહીશ તોજ મારા જીવનમાં,
અને મારી રાહે રહીશ,
દુઃખમાં તુ પાછળ છુટી જઈશ,
પાછળ રહીશ તો સાથે કેમ ચાલીશ,
અને મારી સાથે ચાલનારને દુઃખમાં,
હુ કેમ કરીને જોઇ શકીશ,
તારી સાથે ચાલવા હુ ખુશ રહીશ,
એ બોલી રહી હતી અને,
હું બસ સાંભળ્યા કરતો હતો...

~ સુલતાન સિંહ "જીવન"
( ૧૦:૧૯ સવારે, ૧૫ જુલાઈ ૨૦૧૬ )

# -: About Author :-



નામ – સુલતાન સિંહ ‘જીવન’

સરનામું – ૪૫/B, બમોસણા નગર સોસાયટી

મોઢેરા રોડ, મેહસાણા ૩૮૪૦૦૨

જન્મભૂમી – મહેસાણા (ગુજરાત)

કર્મભૂમિ – સિરોહી (રાજસ્થાન)

મૂળ ભાષા – હિન્દી (માતૃભાષા), ગુજરાતી,

મોબાઈલ – +૯૧-૯૯૦૪૧૮૫૦૦૭

મેઈલ - raosultansingh@gmail.com

બ્લોગ – http://vichaarvrund.wordpress.com

સુલતાન સિંહ પોતે મૂળ રાજસ્થાનના સિરોહી જીલ્લાના વતની છે. અને એમના જણાવ્યા પ્રમાણે માં જેવી હિન્દી અને માસી જેવી ગુજરાતી એમ બંને ભાષા પ્રત્યે લગાવ છે. એમનું વધુ પડતું લખાણ ગુજરાતીમાં છે જેનું મુખ્ય કારણ ગુજરાત એમની જન્મભૂમિ છે. મૂળ રૂપે ગદ્યના વ્યક્તિ હોવા છતાં પદ્યમાં પણ એમનું યોગદાન વિશેષ છે. એમની અન્ય પ્રતિભાઓ ને નીચે પ્રમાણે દર્શાવી શકાય છે.

***લેખન ક્ષેત્રે :-*** **સ્વપ્નસૃષ્ટિ અને એસિડ અટેક એમ બે નોવેલ લખી છે. જે બંને માતૃભારતી એન્ડ્રોઇડ એપ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય અન્ય બે નોવેલ પર કામ ચાલુ છે જેમાં એક ટાઇપ વર્કમાં અને બીજી હજુ લખવાની ચાલુ છે. ૨૭ જેવા મોટા આર્ટિકલ છે જે માતૃભારતી, ડેઇલીહંટ, પ્રતિલિપિ અને બ્લોગ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય ગદ્યમાં વર્તમાન સમસ્યા પર કટાક્ષ કરતા લેખ વિચારવૃંદ નામની કોલમ પોતાના બ્લોગમાં લખે છે, જે પ્રતિલિપિમાં પણ ઉપલબ્ધ છે. પદ્યમાં શોખ ખાતર ૨૫૦ ગુજરાતી અને ૪૭ જેટલા હિન્દી કાવ્યો લખ્યા છે. (એમના મંતવ્ય મુજબ એકે રચના છંદમાં તેમજ નિર્ધારિત બંધારણમાં ન હોવાથી ગઝલ કહી શકાય એવી નથી)**

***અભ્યાસ ક્ષેત્રે :-*** **અભ્યાસમાં ધોરણ ૧૨માં કોમર્સ પછી કોમ્પ્યુટર અને સર્જનાત્મક હિન્દી લેખનમાં ડીપ્લોમાં કર્યું. તેમજ મેનેજમેન્ટમાં સ્નાતક અને મનોવિજ્ઞાન તથા સમાજશાસ્ત્રમાં અનુસ્નાતક સ્તરનો અભ્યાસ પૂર્ણ કર્યો.**

***અન્ય ક્ષેત્રે :-*** અન્ય ક્ષેત્રોમાં સૌપ્રથમ યુથવર્ડ નામના ઓનલાઈન સામયિકમાં નોવેલ લખેલી પણ સમય જતા એ બંધ થયુ. ત્યાર બાદ પદ્ય સાહિત્યને લગતું કાવ્યગોષ્ઠી ઇ-સમયિક પોતાની જાતે શરુ કર્યું જેમાં સંચાલક, મેનેજર તેમજ સંપાદક તરીકેનું કામ કરે છે. આ સામયિક પદ્ય સાહિત્ય માટેનું ફ્રી ઓનલાઈન સામાયિક છે જે અત્યારે pdf તેમજ પ્રતિલિપિ પર ઉપલબ્ધ છે. કાઈ ખાસ નથી પણ હાં હાલમાં મહત્વના એક હેરિટેજ પર ડોકિયુંમેંટ્રી બનામાટેના પ્રયત્નો ચાલુ છે.

(૩૧ ઓક્ટોબર ૨૦૧૬)